॥ વંદેમાતરમ્ ॥

# રાષ્ટ્રીય ભજનાવળી.

સુધારા વધારા સાથે.

રાષ્ટ્રીય સ્ત્રી મંડળ તરફથી

છપાવી પ્રસિદ્ધ કરનાર

## સૌ. વિજયાગૌરી કાનુગા.

ઠે. ખાડીઆ, ગોલવાડ-અમદાવાદ.



આવૃત્તિ ૨ જી. પ્રત ૫૦૦.

"અંબુજ" પ્રીન્ટીંગ પ્રેસમાં ત્રીવેદી ઈશ્વરલાલ માણેકલાલે
છાપી. ઠે. જુમામસીદ સામે-અમદાવાદ.

સંવત ૧૯૭૮ સને ૧૯૨૨

કીંમત ૦-૧-૦ એક આનો.

# રાષ્ટ્રિય ભજનાવળી.

## પદ. રાગ ગરબો.

૧ હરીજન સાચારે જે ઉરમાં હિમ્મત રાખે,
વિપતે વરચીરે કેદી દીન વચન નવ ભાખે; ૧.
જગનું સુખ દુ:ખરે માઇક મિથ્યા કરી જાણે,
તન ધન જાતાંરે અંતરમેં શોક ન આણે; ૨.
પર ઉપકારીરે જન પ્રેમ નીમમાં પુરા,
દેહીક દુ:ખમાંરે દાઝે નહી સાધુ શુરા; ૩.
હરીને સ્મરેરે નિત્ય અહોનિશ ઉમંગ ભરીયા,
સર્વ તજીનેરે નટ નાગર વાલા કરીયા; ૪.
બ્રહ્માનંદ કહેરે એવા હરીજનની બલીહારી,
મસ્તક જાતાંરે નવ મેલે ટેક વિચારી. ૫.

---

૨ જો હોય હિમ્મતરે નરને ઉરમાંહી ભારી;
દ્રઢતા જોઇનેરે તેની મદદ કરે મોરારી. ૧.
બીક તજીનેરે નિત્ય હિમ્મત સોતો બોલે;
મસ્તક માયારે સર્વે તૃણ જેવું તોલે. ૨.
કેસરી સીંહનેરે જેમ શંકા મીલે નહિ મનમે;
એકા એકીરે નીરભે થઇ વિચરે વનમે. ૩.
પંડે છોટોરે મોટા મેગળને મારે;
હિમ્મત વિનાનોરે હાથી તે જોઇને હારે. ૪.
બ્રહ્માનંદ કહેરે એમ સમજે તે જન શુરા;
તન કરી નાંખેરે ગુરૂ વચને ચુરે ચુરા. ૫.

## પદ. ( રાગ ઠુમરી. )

૩ દુસરો કોન સુખદાઈ શ્યામ બીના
દુસરો કોન સુખદાઈરે. દુસરો
ધીરજતા ધ્રુવકી ઉર ધારી,
અચળ પદ દીયો આઈરે;
જુરે જબહી પકર્યો ગજકુ,
છીનમે લીયો છોડાઈ રે દુસરો ૧.
પ્રલહાદકી અતિ પીડા પીછાની,
પ્રગટ ભયે સ્થંભ માંઈ રે;
હીરણ્યકસ્યપુ માર્યો હરીએ
નૃસિંહ બેસ બનાઈ રે. દુસરો ૨.
પાંડવકું લાખા ગ્રહ જારે,
તાસુ લીને બચાઈ રે;
પંચાલીકે ચીર પુરનકું,
ધીર તજી આયે ધાઈ રે દુસરો ૩.
જ્યહાં જ્યહાં ભીર પરે ભકતનકું,
ત્યહાં ત્યહાં હોત સહાઈ રે;
દયાનંદકા નાથ દયાળુ,
ભજો ભાવ ઉર લાઇ રે. દુસરો ૪.

---

## "જય જય બોલો હિંદુસ્તાન"

૪ હર હર હર ! મહાદેવ પુકારો,
અલ્લાહ અકબર રહેમાન;

હિન્દુ મોસલીમ એક થઈને,
જય જય બોલો હિંદુસ્તાન.
એક કુટુંબી ભાઇ આપણે,
માતા ભારતના સંતાન;
હિન્દુ પારસી મુસલમીન સૌ,
જય જય બોલો હિંદુસ્તાન.
મંદિરને મસ્જીદ બન્ને છે,
ઇશ્વર કેરાં એકજ ધામ;
ભાઈ ભાઇમાં ભેદ ન હોયે,
જય જય બોલો હિંદુસ્તાન.
એક નેકને એક ટેકથી,
કરો એકતા કેરૂ પાન;
રગ રગમાં સત્યાગ્રહ રેડી;
જય જય બોલો હિંદુસ્તાન.
ધમ ધમ ધરા ધ્રુજાવો,
ફરકાવો ઉંચા નિશાન;
સ્વરાજ્યના ડંકા ગગડાવી,
જય જય બોલો હિંદુસ્તાન.
આત્મ યુદ્ધના આત્મ સૈનિકો,
સ્થળ બળનું હરવા અભિમાન;
ધસો જઇ તોપોની સામે,
જય જય બોલો હિંદુસ્તાન.
તરવારો બંદુક ભાલાથી,

ઉંચા છે આત્માના સ્થાન;
શરીર પડે પણ અમર આત્મા,
જય જય બોલો હિંદુસ્તાન.
વિજય માળ લઇ સ્વર્ગ સુંદરી,
ટમ ટમી રહી કરવા સન્માન;
માતૃવેદીમાં પ્રાણ અર્પીને,
જય જય બોલો હિંદુસ્તાન.

૫ **ગઝલ.**

"તહીં આ શિર ઝુકે છે"

જ્યહાં નિજ સ્વાર્થના બંધો તૂટ્યા, જ્યાંહે ફકીરી છે;
સ્વીકારી સેવના જેણે, તહીં આ શિર ઝુકે છે.
ચહે જે સાચને દિલથી, મરે જે સાચને માટે;
અભય જે વીર સઘળે છે, તહીં આ શિર ઝુકે છે.
ગણેના ખોફ સત્તાનો, ગણે ના જે સ્તુતિ નિંદા;
ઝુઝે જે લોકના હિતે, તહીં આ શિર ઝુકે છે.
ભભુકી દીનના દુઃખે, જીગરમાં હોળીઓ જેને;
મથે એ લાહ્ય બૂઝવવા, તહીં આ શિર ઝુકે છે.
વિરોધીને વિપત્તિનાં, હજારો બંડની સામે;
સમરમાં કેસરી ગાજે, તહીં આ શીર ઝુકે છે.
પ્રજાને દેશની કીર્તિ, તણી જેને ખુમારી છે;
ઉજાળે જન્મ ભૂમિને, તહીં આ શિર ઝુકે છે.
ટકાવા ટેક સ્વાભિમાન, આપે આહુતી સહુની;
બીરદ જે મર્દનું ધારે, તહીં આ શિર ઝુકે છે.

ગણ્યું ઘર દેશને જેણે, કુટુંબી દેશીઓ માન્યા;
વહાવી પ્રેમની ધારા, તહીં આ શિર ઝુકે છે.
વિભુતિ દેશને ચરણે, ધરી નિષ્કામ ભાવેથી;
કરે કુરબાની જીવનની, તહીં આ શિર ઝુકે છે.

૬ **ગઝલ.**

"તમારી આત્મ શ્રદ્ધા તો."

દિવાલો દૂર્ગની ફાટે, તમારા કેદખાનાની;
તૂટે જંજીર લોખંડી, તમારી આત્મ શ્રદ્ધા તો.
તમારા માર્ગમાં ઉભા, પહાડો એ ખસી જાશે;
બિયાં બાં માર્ગ દઈ દેશે, તમારી આત્મ શ્રદ્ધા તો.
ઉતરવા સાત સાયર જો, તમારા પત્થરો તરશે;
વિના નૌકા સફર થાશે, તમારી આત્મ શ્રદ્ધા તો.
જવું આકાશમાં ધારો, નવાયુ-યાન પાસે છે;
વિના પાંખે ઉડી જાશોં, તમારી આત્મ શ્રદ્ધા તો.
જીગરની બાળ હઠથી તો, વિઠોબા દૂધ પીએછે;
પ્રકટતાં પત્થરે પ્રભુજી, તમારી આત્મ શ્રદ્ધા તો.
પ્રભુ પ્રહલાદને માટે, વસેલો લોહના થંભે,
સદા સાનિધ્યમાં રહેશે, તમારી આત્મ શ્રદ્ધા તો.
ઉભી રહી હાથ બે જોડી, વિજય દેવી વરમાળ;
તમારે કંઠ આરોપે, તમારી આત્મ શ્રદ્ધા તો.

૭ **કવ્વાલી.**

"અમારી ફર્જને માટે."

ડરીશું નહિ અમે કોથી, અમારી ફર્જને માટે,
ઝુઝીશું બસ અમે સૌએ, ,, ,, ,,
નથી જીવન તણી આશા, નથી મરવા થકી ડરતાં,
અડગ અબ હામ ભીડી છે, અમારી ફર્જને માટે.
નથી ધન માલની વાંચ્છા, નથી દરકાર દુનિયાની,
સગાંના સ્નેહને ભૂલશું, અમારી ફર્જને માટે.
અમારાં જ્ઞાન છે શુચિ, અમારા કાર્ય શુધ્ધજ છે,
ઉરે પણ ધ્યાન ન્યારૂં છે, અમારી ફર્જને માટે.
ભલે દુનિયા હસે અમને, નથી પરવા અમોને તે,
નથી ઐશ્વર્યની ઇચ્છા, અમારી ફર્જને માટે.
સહીશું તાઢને તડકા, સહીશું સુખને દુ:ખો,
છતાં એ જાપને જપશું, અમારી ફર્જને માટે.
ફરીશું જંગલે જંગલ, રખડશું રાન વેરાને;
પરંતુ ધ્યાન નહિ છૂટે, અમારી ફર્જને માટે.
નીજાનંદે સદા ફરીશું, નીજાનંદે સદા ઠરીશું;
છતાં નિત્યે ખડા રહીશું, અમારી ફર્જને માટે.

---

૮ **ગઝલ.**

હવે તો વાપરો ખાદી.

ફકીરો દેશના ઘેલા, હવે તો વાપરો ખાદી,
બરફ સમ ઉજળી ધોળી, હવે તો વાપરો ખાદી. ૧
બનેલી હિંદના રૂથી, કરેલી હાથ સુતરથી,
વણેલી હિંદી વણકરથી, હવે તો વાપરો ખાદી. ૨

તમારા ખેતરોનું રૂ, તમારા હાથે કાંતેલું,
વણાવી વણકરો પાસે, હવે તો વાપરો ખાદી. ૩
પ્રભુના દેવ મંદીરમાં, લગ્નનાં ભવ્ય મંડપમાં,
સ્વયંસેવક તણા દળમાં, હવે તો વાપરો ખાદી. ૪
હવે કોન્ગ્રેસ મંડપમાં, હવે મિટિંગ મીજલસમાં,
પ્રજાના ભવ્ય સરઘસમાં, હવે તો વાપરો ખાદી. ૫
થવાને દેશની શુદ્ધી, થવાને આત્મની શુદ્ધી,
થવાને લક્ષ્મીની શુદ્ધી, હવે તો વાપરો ખાદી. ૬
લગનમાં ચુંદડી કાજે, મરણમાં ખાંપણો કાજે,
કબર માંહી કફન કાજે, હવે તો વાપરો ખાદી. ૭
હવે તો વાપરો ખાદી, હવે તો વાપરો ખાદી,
ગરીબડા દેશની ખાતર, હવે તો વાપરો ખાદી. ૮

## શ્રીમંત અને ગરીબ,

૯ રાગ ગઝલ.

તમે શ્રીમંત મસ્તો, ગરીબ મસ્તાન છે છુરી;
તમે મન મોજને આણો, ગરીબની મોજ છે છુરી.
તમારે સહાય સુખ લક્ષ્મી, અમારે આ વફા છુરી;
રીબાતાંની ખરી સુખદા, કરે દુઃખને સફા છુરી.
દીનો દાનો તજી પરવા, સ્વની કતલે ધરે છુરી;
અગર જરદારની કતલે, થવા જરદાર આ છુરી.
નમે છુપા લુટારાતો, અમે જાહેર લઇ છુરી;
કહો બદમાસના અમને લીધી બદ હાલથી છુરી.

# બ્રિટીશની બહાદુરી.

રાગ જાગો જનુનીજાયારે.

ઓ બહાદુર બ્રિટીશ હવે તું કરને તારો ખ્યાલ
પૂર્વે તમારી કેવી સ્થિતી, હાલ હતા તે બેહાલ ૧
વેપારી થઇને આવ્યા, હિન્દમાં તમે તો ફાવ્યા
મસકાથી કંઇને ફસાવ્યારે તું કરને તારો ખ્યાલ
ઇસ્ટ ઇન્ડીયા કંપની આવી, લીધા સઉને લલચાવી ૨
એ પાપતણી તમ ચાવી તું કરને તારો ખ્યાલ
હૃદયમાં રાખી છુરી, દાનત તમારી બુરી
આવૃતિ તમારી અસુરીરે, તું કરને તારો ખ્યાલ. ૪
હતા હિન્દતણા ભુપાળો, તેમાં કીધો ગોટાળો
એ શું તમારો ચાળોરે તું કરને તારો ખ્યાલ ૫
એક બીજાને લડાવી રાજ્ય તેં લીધાં પડાવી
ત્યાં બુદ્ધિ તમારી અડાવીરે, તું કરને તારો ખ્યાલ ૬
દેશી રાજા જે સારા તે હવે થયા નઠારા
બનાવ્યા છે બીચારારે, તું કરને તારો ખ્યાલ. ૭
કંઈ કંઇને લાંચો આપી, પોતાના દીધા સ્થાપી
દાનત તમારી પાપીરે, તું કરને તારો ખ્યાલ ૮
હિન્દથી પોષણ થાતાં, તેથી રહ્યા મદમાતા
શું ભુલ તમે ના ખાતારે તું કરને તારો ખ્યાલ ૯
ઇશ્વરનો ઉપકાર માનો, ભારત તમારૂ જાણોરે
ભેદ કાળા ગોરામાં ન આણોરે, તું કરને તારો ખ્યાલ ૧૦
તમ બુદ્ધિની બલીહારી, વાકેફ સૌ નરનારી
મનુ કે' સત્તાની આધારીરે તું કરને તારો ખ્યાલ ૧૧

## રાક્ષસી ફટકા.

રાગ ખુનીજીગરકે પ્રીતેહું બસ ગમમે તોરે યાર.

જાગો જનુની જાયારે એ હિન્દુ મુસલમાન
આશી દશા થઇ તારીરે-હાં હાં રે હિન્દુસ્થાન
પંજાબમાં એ આવ્યો ડાયર ત્યાં તો ફાવ્યો
મારશ્યલો મચાવ્યોરે-હાં હાં રે હિન્દુસ્થાન—૧
કંઇ માત ભગીની ભ્રાતા-દુઃખી અતિ થાતા
દુઃખો ક્યાં સમાતારે-હાં હાં રે હિન્દુસ્થાન—૨
કંઇ રંકને રખડાવ્યા-કંઇ કંઇને પેટ ચલાવ્યા
ચગડોળે શું ચડાવ્યારે-હાં હાં રે હિન્દુસ્થાન—૩
શું સ્વાદ તણા છે ચસકા મોડરેટ કરે છે મસકા
અંતે પડે છે ફટકારે-હાં હાં રે હિન્દુસ્થાન—૪
નિર્લજ દ્રષ્ટિ જ્યાં છુટી-બહેનોની લાજો લુંટી
આશા કદી નવ ખુટીરે-હાં હાં રે હિન્દુસ્થાન—૫
સુણો સુતેલા સિંહો-વીર વીરા હવે શું બ્હીઓ
પડે છે કારમી કંઇ ચીસોરે-હાં હાં રે હિન્દુસ્થાન—૬
સોળ મેલ શુ ચલાવ્યા-ફટકા મારી દોડાવ્યા
સલામીમાં સપડાવ્યારે-હાં હાં રે હિન્દુસ્થાન—૭
આવી પડી છે આફત-ખટકે હૃદય ખીલાફત
શ્યામ રાખો સૌ સલામતરે-હાં હાં રે હિન્દુસ્થાન—૮
શું દુઃખ રહ્યા છો સાંખી-દેશ માટે દયો સૌ નાખી
અધર્મની આ ઝાંખીરે-હાં હાં રે હિન્દુસ્થાન—૧૦
સત્ય ન્યાયનો વિજય છે-દ્વેષ ઇર્ષ્યાનો તે ક્ષય છે
મનુ કે' પાપનો પ્રલય છેરે-હાં હાં રે હિન્દુસ્થાન-૧૧

## ભારત વકીલોને ભેટ.

રાગ સવૈયો.

ધર્મ ન્યાય નિતીને ભુલી, શીખ્યા કોરટના કાયદા
ભલે ભાઇ શીખ્યા કાયદા પણ, બતાવો દેશ તણા ફાયદા
ભારતના સૌ ભ્રાત તમારા, બંનેને લડાવો છો
પેટ તમારૂં ભરવા કાજે, કાયદા તમે અડાવો છો
જુઠી સરકાર જુઠા કાયદા, જુઠા ન્યાય જણાવે છે
જે કાયદાથી શિક્ષા થાયે, તે કાયદામાં ભેદ દેખાયે છે
એકજ કાયદો મારે કોઇને, એજ કાયદો અન્યને બચાવે છે
મરજી માફક કાયદા ચાલે શિક્ષા તો ફરમાવે છે
અંધ બીચારા અસીલ તમારા મોહ તે પર રાખો થોડો
હિન્દને ચ્હાતા હોતો તમેતો, વકીલાતો આજે છોડો
શું તમે તો ન્યાય અપાવો, શું વદો છો મૂખ થકી
દેશ તણી કોંગ્રેસ પોકારે, ન્યાય હવે બીલકુલ નથી
ભલે ભણીને ડીગરી મેળવી કોરટમાં ખુરશી લીધી
બેરીસ્ટર પણ ભલે થયા તો ન્યાયની વાતો શું કીધી
એક બીજાના પૈસા ખાવા, કરાવ્યા કોરટમાં દાવા
ફી તમારી ભંડાર જેવી, કોરટમા તો લઈ જાવા
ફાંફાં મરાવો આપ અસીલને, પડતા અનેક ઠરાવો તો
અસીલ નીરાશ થઈ જાએ, હવે આવતે ઠરાવે આવો તો
વળી કોરટમાં હાર્યો તોયે, ઉપલી નીચલી કરાવો છો
મોટી મોટી કોરટ લડાવી, દંભ વ્યર્થ બતલાવો છો
હારે ત્યાંથી પૈસા જાયે, નવે સરથી નવીજ વાત
ગરીબ અસીલ જો નવ માને તો, મારે ઇંગ્લીશ બુટની લાત

હાય કરીને ચાલ્યો જાયે, પૈસા ગયા તો કુટે પેટ
ઘરમાં પાઇની કીંમત કર તો, કોથળી જારે ઠેઠા ઠેઠ
ગાંડા જેવા ઘરમાં ફરતા, હાય મ્હારા તો પૈસાજ ગયા
રડીરડીને હા'ડા કાઢે, હાય વકીલ ક્યાંથીજ મળ્યા
બૈરા   છોકરાં રડતાં અસીલ ઓઢે પીછોડી
ધુતારો એ વકીલ મળ્યો તે, પાસે નવ રહી કોડી
પેટે પાટા બાંધીને પૈ, ભેગી કરી છે ગરીબ લોક
કીંમત ક્યાં છે વકીલ ભાઇને, મેલે તો શું મારે પોક
હાય તમારી જીંદગી આવી, લોકના લોહી પીવાને
ઇશ્વર દરબારની માહિં, જવાબ લેશે તે શું જાણે
શ્વાન પશુ પણ પેટ ભરે છે, તે પણ રાખે ખુમારી
ટુકડો ખાઇને દિવસ કા'ડે ધન્ય તેની બલીહારિ
ધોળો નહીંને ધાડજ પાડો, દાજ્યા ઉપર દિધો ડામ
ન્યાયનિ આશા મોટી આપી, કરવાં આવાં કુડાં કામ
મોજ મઝાને મોટર ગાડી, ભૈયા ભટ સઉ રાખો છો
મોટી દાસી કદમ આગળ તે દામોથી સ્વાદ ચાખો છો
પારકે પૈસે પરમાનંદ થઇ ધન્ય તમારિ વકીલાતો
ક્ષમા માગે મનુ તમારો પણ કડવુ વચન હું તો પાતો.

---

## દેશને માટે નિડરતા.

### ગઝલમાં

ગુલામી કાયદા સામે, હમારા સત્યનો ટંકાર
લીધું ગાન્ડીવ અરજુનનું, ધ્રજે ધરતી તે થરથરકાર   ૧
તમારા હોય ગુલામો ગુલામી હાજી હા કરશે
લાચી એહીને લાજીમ, ભલેને જેલમાં રહેશે.   ૨

તમારી અંધ સત્તાથી, ભલેને નાખજો વહેરી
હમારી હિન્દને માટે નથી કંઇ ચુડીઓ પ્હેરી. ૩
બીહે જે બાયલા છે તે ખરેખર, દુખથી ત્રાસે
ખરા સંતાન ભારતના, કદી પ્રાણાન્તે નવ નાસે ૪
જનેતાની કુખે જન્મિ, અમે તો ન્યાય માગીશું
અરે સ્વરાજ્યને સારૂ અમે સૌ સુખ ત્યાગીશું ૫
હમારા દેશને માટે, સદા દિલભર રહી હોળી
થતા અન્યાય દેખીને, લઇશું દુઃખ સૌ વ્હોરી ૬
ખીલાફત ધર્મના ખીલા, તમોએ નાખી છે આફત
તમોએ દીલ દુભાવીને, કરી છે મોજની જાફત. ૭
અરે આ દુઃખ નાખીને તમે તો દીલ દુભાવો છો
ખરે પંજાબના પાપો, તમે તો શું ભુલાવો છો. ૮
જુલમ અન્યાયની રૂએ, ધુરકતા કહાડશો ડોળા
અડગ ઉભા અમે રહીશું, છુટે જ્યાં તોપના ગોળા ૯
હમારી હિમ્મતે સધળા, ખડા રહીશું અમે અચુક
તમારી સત્તાના જુલ્મે, છુટે જો કદી બંદુક. ૧૦
હમારા દેશનું લોહી, ઉછાળા મારે રોમેરોમ
ભલી ભારતને માટે, કરીશું પ્રેમથી યાહોમ. ૧૧
પડીશું કે મરીશું તો, ભલે ફાંસી કદિ ચડશું
ભલેને જેલમાં રાખો, પરંતુ સત્યથી લડસું ૧૨
કદી ખંજરથી પટકો, ભલેને ચા'ય તે કરશો
અસહકારી વિરાથી, ન કોઇ દિલથી ડરશો ૧૩
અહિંસા ધર્મની સાથે, પ્રતી પાલન તો કરશું

સદા ઇશ્વર જાણીને, અહીંસા પાળીને મરશું ૧૪
ઉઠો વિરા હવે આવો, તમારા દેશને માટે
ન સુવો સોઠ તાણીને, મનુ કે' સત્યને સાટે. ૧૫

## કર્તવ્યના મેદાનમાં

( ગઝલ. )

હજારો ઘા શરીરપર આહ! ભલેને આજથી પડતા
ઉરાડે તોપને ગોળે અમ્હે તોયે નથી ડરતા
ધરી છે ધારણા મનમાં કરીશું જીંદગી સાટે
મરીને માર્ગ મુકીશું અનુજો ધુમવા માટે
દુ:ખી અમ માત દેખીને ઘટે શું ઘોરવું અમને?
ભૂખી અમ માત જાણીને સુજે શું ઓરવું અમને?
પડે પોકાર આંગણમાં સુણી શું હાય હસવાના?
કમર કસવી મુકી હજીયે અમ્હે શું વાત કરવાના?
અરે એતો સમય પડદો પડયો આ અંકની પાછળ
અમારે હાલ તો વધવું રહ્યું છે સર્વની આગળ
ફરી ભારત તણું આજે મહાભારત મંડાએ
નહિ અન્યાય ઝાઝો હા: કદી કોથીય સહેવાયે
હતી મન હોંસ તો ઝાઝી કરીશું ગાઢ મૈત્રીને
રીઝાવી રાજને લેશું હસીને આપશે જે તે
તથાપિ હાય! એ આશા પડીછે ધુળની માંહી
કૃતઘ્ની સાથ મૈત્રીને ટકેલી દીઠીછે ક્યાંહી?
ભલે અમ દ્રોણ કૃપ દાદા બતાવે પક્ષ કૌરવનો
ભૂંડા આ પેટને માટે કરે ક્ષય આત્મગૌરવનો
તથાપિ એમને હૈયે દીસેછે દાઝ ભારતની
ગમે તે પક્ષમાં રહીને ઇચ્છો એ જય પાંડવની

હવે તો વીર અમ આજે અમ્હારૂં વૃત્ત આચરશું
અમ્હારા દેશને માટે સૌ સુખચેન ત્યાગીશું
કરી યાહોમ પડી મેદાન વીરોના કર્મ આચરશું
રાજી સંયમના શસ્ત્રો અરિદળ દૂર હાંકીશું
અમોને છે અચળ શ્રદ્ધા અમારા સત્યના ઉપર
અમોને છે અચળ ભક્તિ અમારી માતના ઉપર
રીબાતી માતની ચીસો સહાતી ના હવે અમથી
થશે શું આગળે આમાં કહેવાનું નહિ કોથી
દીઠું સહેંદ્રિના સામે પડયું કૌરવ દળ કયાંથી
રૂદન એ હાય હૈયાની ચુકે ના ચોંટ એની કો.

ગાયન ૧ રાગ શંકરા.

સમશેર સારી ખલ્કની અમને નહિ તાબે કરે [૨]
અમ આત્મ છે પ્રભુ તેજ તે નહિ તુચ્છ શસ્ત્રે ગાભરે—સમશેર૦
મહાયજ્ઞ છે અમ આદર્યો,
પૂરો કરીશું હામથી [૨]
વિઘ્નો કદી આવી નડે તો,
હોમીશું અમ જાતને. સમશેર૦
લાંછન ગુલામી શીર લઈ,
પાળ્યા પશુસમ જગ ફર્યા. [૧]
આંખો અમારી છે ખુલી,
બસ ધોઈશું સૌ પાપને. સમશેર૦
પરતેજથી નહિ ભડકશું, [૨]
પણ તેજ-અમ જગ દાખશું,
જોશે બધી આલમ હવે,
અમ હિન્દીની તાકાતને. સમશેર૦

રણછોડભાઈ તારી ભલી કમાણી નળનાં પાણી પાયાં રે.

## સ્વરાજ્યનો મારગ શુરાનો

સ્વરાજ્યનો મારગ શુરાનો, નહી કાયરનું કામરે
પરથમ પહેલાં મસ્તક મુકી, વળતી લેવું નામરે. સ્વરાજ્ય૦

સુત વીત દારા શિષ્ય સમરપે, સ્વરાજ્યને તે પામેરે
મુક્ત ગુલામીથી સત્વર થઇને, વિદેશમાં જશ જામેરે. સ્વ૦

અસહકારીઓ અડગ ટેકથી, થયા રાજ્યથી અળગારે.
ખુશામતીયા સહકારી સઉ, હજુ રહ્યા છે વળગ્યારે. સ્વ૦

શાન્તી સંપને વ્રત સ્વદેશી, સ્વરાજ્યની એ ચાવીરે;
લુણ હરામી દેશ દ્રોહીને, હજુ નહી એ ફાવીરે. સ્વ૦

સ્વરાજ્ય માટે મર્ણ આગમે, તો તેને સૌ પામેરે
અતિ આનંદે, જેલમાં જઇએ, તો સૌ દુઃખો વામેરે. સ્વ૦

સ્વરાજ્ય પંથે, પાવક જ્વાળા, ગુલામ દેખી ભાગેરે
અસહકારીઓ દુઃખ પામે તે, સહકારીને ઠીક લાગેરે. સ્વ૦

માંઘા કરતાં મોંઘી વસ્તુ, સાંપડશે નહી સહેલરે
સહકારીઓ આવો સૌ ભેળા, મુકી મનનો મેલરે. સ્વ૦

સ્વરાજ્ય માટે સંકટ સ્હેતા, પુરા પ્રેમી પરખોરે
અવિનાશી કહે સાચા સુરા, ગાંધીજીને નિરખોરે. સ્વ૦

